

Real Patidar <mail@realpatidar.com>

# OE 28: કોલ્હાપુર ના સત્પનથી વડીલ શ્રી વીરજીભાઈ લાધાભાઇ ભાદાણી સત્પનથી ગઢ માં ગાબડું

**Real Patidar <mail@realpatidar.com>** **Thu, Jan 27, 2011 at 10:32 AM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

27-Jan-2011
FYI, નીચેનો ઈમૈલ વાંચો.
Real Patidar
www.realpatidar.com

---------- Forwarded message ----------
From: **Kavita Patel** <kavitapatel909@gmail.com>
Date: 2011/1/27
Subject: કોલ્હાપુર ના સત્પનથી વડીલ શ્રી વીરજીભાઈ લાધાભાઇ ભાદાણી સત્પનથી ગઢ માં ગાબડું
To: Maval Juval <mavalnetagedo@gmail.com>, Real Patidar <mail@realpatidar.com>, pradeepnathani@gmail.com

સર્વે જ્ઞાતિજનોને જય લક્ષ્મીનારાયણ,

## સત્પનથી વડીલ શ્રી વીરજીભાઈ લાધાભાઇ ભાદાણી કોલ્હાપુર વાળા ના સત્પનથી ગઢ માં ગાબડું

મવાળ સામે જુવાળ વાળા અભિયાન માં મને ફરી પાછું લખવાનું મન થાય છે. મને ઈમૈલ થી ખબર મળ્યા પ્રમાણે;

૧. સત્પંથ ના ખાં ગણાતા દેસલપાર ના શ્રી વીરજી લધા ભાદાણી ના ગામ કોલ્હાપુર મધ્યે તા. ૨૬.૦૧.૨૦૧૧ ના દિવસે શ્રી કોલ્હાપુર કચ્છ કડવા પાટીદાર સનાતન મિત્ર મંડળ હેઠળ એક ઐતિહાસિક સભા કોલ્હાપુર સમાજવાડી માં જ બોલાવવા માં આવી હતી.

૨. આ સભા માં હાજર સભ્યોની સહી વાળું એક રજીસ્ટર રાખવા માં આવ્યું હતું. તેમાં સૌ સનાતાનીઓએ સહીઓ કરી હતી. એક વખત સહીઓ થઇ ગયા પછી એક બાંહેધરી પત્ર ની રજૂઆત થઇ હતી અને હાજર સભ્યો ને પૂછવા માં આવ્યું હતું કે જેને આ રજીસ્ટર માં સહી કરી હોય અને બાહેધરી

27-Jan-2011

પત્ર સામે વાંધો હોય તે તેની મરજી થી આ રજીસ્ટર માં થી પોતાનું નામ પાછું ખેંચી શકે છે.

૩. આ સભામાં એ પણ જણાવવા માં આવ્યું હતું કે જે દૂધ અને દહીં માં પગ રાખવા વાળા હોય તેઓ પણ પોતાનું નામ અત્યારે પાછું ખેંચી શકે છે. કોઈને જબજસ્તી નથી. જેને સત્પનથી તરીકે રહેવું હોય તે રહી શકે છે.

૪. સભાજનો ને જણાવવા માં આવ્યું હતું કે દૂધ અને દહીં માં પગ રખવા વાળા પોતે એમ નહિ કહે કે હું બંને બાજુ છું તેથી તેવા માણસો ની આજુબાજુ બેઠેલાઓ અહી ચિઠ્ઠી દ્વારા તેવા દૂધ અને દહીં માં પગ રાખવા વાળાઓના નામો આપી શકે છે. તો તેવા ૮-૧૦ જણા ના નામો જાહેર થયા અને તેવા લોકોને ફરી પૂછવામાં આવ્યું કે તેઓને સભા છોડી ને જવું હોય તો જઈ શકે છે. પણ કોઈ ગયું નહિ. (બધાને સમાજ વહાલી છે ભાઈ).

૫. સભામાં લગભગ ૩૫૦-૪૦૦ ભાઈ-બહેનો ની ઉત્સાહભરી હાજરી હતી. લોકોમાં ખુબજ જીજ્ઞાશા હતી.

૬. આ સભા આમ જોઈએ તો સત્પનથી વડીલ શ્રી વીરજી લાધાને એક લપડાક સમાન હતી. કોલ્હાપુરમાં થી ફક્ત એક વીરજી લાધા પરિવાર અને બીજો પ્રભાત ગ્રુપ પરિવારની હાજરી ન હતી બાકી તમામ કોલ્હાપુરના કડવા પાટીદારો હાજર રહ્યા હતા.

૭. બીજા એક ભાઈ નામે ગોપાલ ભાઈ ખીરસરાવાલા જેઓ સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રિય સમાજના એક ટ્રસ્ટ સભ્ય છે તેમની ગેરહાજરી નોંધ પાત્ર હતી. કહેવાય છે કે આ ભાઈ પુરેપુરા સત્પનથી વડીલ શ્રી વીરજી લાધા ની શેહ માં જીવે છે અને દૂધ અને દહીં માં પગ રાખીને જીવે છે. આ સભામાં તેઓ પોતે જાણી જોઇને ગેરહાજર રહ્યા હતા. કોલ્હાપુર માં થી તો આ ભાઈના દબદબા નો સુર્યાસ્ત હવે થતો દેખાય છે પણ કેન્દ્રીય સમાજમાંથી પણ આ મવાળ ભાઈનો સુર્યાસ્ત થવો જોઈએ એમ ગણા બધા ભાઈઓ માને છે. કોણ જાણે ક્યારે આવા મવાળવાદીઓ થી સનાતની ઓળખ ધરાવતી આપણી કેન્દ્રીય સમાજનો છુટકારો થશે?

૮. આવી સનાતાનીઓ ની ઐતિહાસિક સભા સામે પ્રવાહે કોલ્હાપુરમાં બોલાવવી તે લોઢાના ચણા ચાવવા જેવી વાત છે. છતાં પણ જે ભાઈઓ

આમાં કારણભૂત રહ્યા તેમાં ના કોલ્હાપુર ઝોન ના પ્રમુખ જેઠાભાઈ કેશરા પોકાર (નાની વીરાણી વાળા) હરિભાઈ વાગડિયા ધારેશીવાળા અને ડાહ્યાભાઈ વાગડિયા ખોમ્ભડી વાળા ધન્યવાદ ને પાત્ર છે. કેન્દ્રીય સમાજના સનાતની હોદ્દેદારોએ આ વિરલાઓને ધન્યવાદ વહેલામાં વહેલી તકે પાઠવવા જોઈએ.

૯. બીજા આવા ખબર મને તમે મારા ઈમૈલ kavitapatel909@gmail.com ઉપર લખી મોકલાવજો જેથી તે સમાચારોને મારી શૈલીમાં લખી લોકોને જણાવતા મને સગવડતા રહેશે.

વધુ વિગત ફરી કોઈક વખત.

કવિતાબેન પટેલ

---

27-Jan-2011